# OE 10 – Clear Cut order ABKKP Samaj to debar all Satpanthis dt. 01-Jul-2010 / અ.ભા.ક.ક.પા.સ. નો તા.૦૧-૦૭-૨૦૧૦નો બહાર પડેલો, ચોખો આદેશ, જેનાથી સતપંથીઓને સમાજથી દુર કરવા



*Clear Cut Order from ABKKP Samaj to debar all Satpanthis*

09-Jul-2010

સર્વે જ્ઞાતિ જનો,

આપડા કેન્દ્રીય સમાજ એટલે કે અ.ભા.ક.ક.પા.સમાજે જે તા ૨૫.૦૩.૨૦૧૦ ના શ્વેત પત્ર બાહર પડ્યું હતું તે શ્વેત પત્ર ના જણાવેલ આદેશ ને અમલ મા લાવા હેતુ થી કેન્દ્રિય સમાજે ચોખવટ કરતો એક બીજો આદેશ બાહર પડ્યો છે. આ આદેશ પત્રની નકલ આ email સાથે જોડેલ છે.

આ આદેશ પત્ર મા જણાવેલ પ્રમાણે દરેક ઝોનને તાકીદ કરવામાં આવ્યું છે કે આપડા પંચમ અધિવેશનમા પાસ થેયલ કલમ 18 અને 19 ને ધ્યાન મા રાખીને દરેક ઝોને પોતે તેમજ પોતાના ક્ષેત્રમા આવતા દરેક સમાજના બંધારણ અને ધારા ધોરણને યોગ્ય રીતે સુધારીને તેની નકલ કેન્દ્રીય સમાજમાં મોકલવાની રહેશે.

જો કોઈ પણ વ્યક્તિ કે સમૂહ આ આદેશનું ઉલ્લંઘન કરશે તો તે વ્યક્તિ કે સમૂહ સમાજ ના સભ્ય નહીં રહી શકે.

જ્ઞાતિ ના રીત રીવાજ ને અમલમાં મુકતા આવા ચોખા આદેશ બાહર પડવું પાછું એક ઐતિહાસિક કદમ છે.

દરેક ઝોન અને સમાજે આ આદેશનો બને તેટલો જલ્દીથી અમલ કરે એવી મારી વિનંતી છે.

કેન્દ્રીય સમાજ અને તેના હોદેદારો તેમજ આ આદેશ ને બહાર પાડવા પાછળ જે લોકોએ કામ કર્યું છે તેવા લોકોને ઘણા ઘણા અભિનંદન અને આભાર.



લી.

Real Patidar / ખરો પાટીદાર

---

Download / Print / View full article, with attachments [Best Option]:
~~http://www.box.net/shared/ibpm3ozdd2~~

https://archive.org/details/OE010

॥ શ્રી ઉમિયાયૈ નમઃ ॥

(Trust Regd. No A-828 Kutch Dt. 6-4-1965)

# SHRI AKHIL BHARTIYA KUTCH KADAVA PATIDAR SAMAJ
# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

Patidar Vidhyarthi Bhavan, NAKHATRANA - Kutch. PIN : 370615. Phone : (02835) 222149, 292700 Fax : 221049
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા - કચ્છ, પીન : ૩૭૦ ૬૧૫. ફોન : (૦૨૮૩૫) ૨૨૨૧૪૯, ૨૯૨૭૦૦ ફેક્સ : ૨૨૧૦૪૯

પત્ર ક્રમાંક :

તારીખ : ૦૧/૦૭/૨૦૧૦



પ્રતિશ્રી,
પ્રમુખશ્રી/મંત્રીશ્રી
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ રચીત બૃહદ મુંબઈ ઝોન**

વિષયઃ જ્ઞાતિના રીતરિવાજ અને **ધાર્મિક સંબંધે આદેશ બાબત.**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની સ્થાપનાના ૫૦ વર્ષ નિમિતે સ્વર્ણિમ મહોત્સવમાં ઐતિહાસિક હાજરીથી પર્વને યાદગાર બનાવવા બદલ આપને લાખ લાખ વંદન સહ અભિનંદન. ભવ્ય વિરાટ શોભાયાત્રા, સમાજ પ્રત્યે અદભૂત ભાવ અને દાન પ્રવાહના ત્રિવેણી સંગમની અનુભૂતિ સૌએ કરી. સ્વર્ણિમ વર્ષના સર્વાંગી વિકાસનાં લક્ષ્યાંકોને આંબવા સાથે આપણે ધાર્મિક અને આધ્યાત્મિક રીતે મહાન બનીશું જ તેવી શ્રધ્ધા અને વિશ્વાસનાં દર્શન થયાં. આપ સૌની ભવ્ય હાજરીથી ચાર દિવસીય કાર્યક્રમની ભવ્યતા, જ્ઞાતિના રીતરિવાજો ધાર્મિકતા પ્રત્યેની જાગૃતિ દાખવવા બદલ કેન્દ્રીય સમાજ સૌ સભ્યજનો અને જ્ઞાતિજનોનો આભાર વ્યક્ત કરે છે.

વિશાળ જનમેદની વચ્ચે તા. ૭/૫/૨૦૧૦ ના રોજ મળેલ સમાજની અસાધારણ સામાન્ય સભામાં અને તા. ૧૨/૫/૨૦૧૦ ના રોજ યોજેલ જ્ઞાતિના પંચમ અધિવેશનમાં જ્ઞાતિરીતરિવાજ અને ધાર્મિક વ્યવહાર સંબંધે આપ સૌનો સ્પષ્ટ મત રહ્યો. પસાર કરેલ બાહ્ય અને આંતરિક આચરણો અને નિયમો આપના વિસ્તાર, ઝોન અને સ્થાનિક સમાજોમાં ગંભીરતાપૂર્વક પળાય તે માટે આ સમાજ આપનું ધ્યાન દોરે છે. ૧૯૬૦ ની સમાજ રચના વખતે અને આજપર્યંત મળેલાં જ્ઞાતિના અધિવેશનો ઉપરાંત સમાજની સભાઓમાં પણ જ્ઞાતિનાં બાહ્ય અને આંતરિક આચરણો હિન્દુ સનાતન વૈદિક પરંપરાના હોય તેવી જાગૃતિ અને જનમત વ્યક્ત થતોજ રહ્યો છે. જેનું સમર્થન અને અનુમોદન હર હમેશ આપણે કરતા આવ્યા છીએ.

આમ આપણે રીતરિવાજ અને ધાર્મિક બાબતે સંપૂર્ણ સ્પષ્ટ હોઈ જન્મથી મરણ સુધીના સોળ સંસ્કાર અને હિન્દુ આચરણો હાલના બહોળા સમુદાય પાળે જ છે તે મુજબ દરેકે પાળવાનું વર્તવાનું રહેશે. સનાતન વૈદિક હિન્દુઈઝમ વિચારધારાને અનુસરતા હોય તે વ્યક્તિ કે સમુદાય કેન્દ્રીય સમાજ અને તેને સંલગ્ન સંસ્થા સમાજોમાં સભ્ય તરીકે રહી શકશે. સમાજના સુધારેલા નવા બંધારણ અને જ્ઞાતિના રીતરિવાજોના નિયમ વિરુદ્ધ વર્તન કરનાર વ્યક્તિ કે સમુહ સમાજના સભ્ય તરીકે રહી શકશે નહી. તેમજ સમાજના આયોજનો અને કાર્યક્રમોમાં ભાગ લઈ શકશે નહી.

૧૯૬૦ માં કેન્દ્રીય સમાજની રચના વખતે વડીલોની ઉદાર નિતિને ધ્યાનમાં રાખી સમાજના મુખ્ય પ્રવાહમાં બદલાવની અપેક્ષાએ સૌને જોડવાનો પ્રયાસ હતો. વર્તમાન સઘળી હકીકતોનો અભ્યાસ કરતાંઅને જ્ઞાતિજનોનો ઉત્સાહ લાગણી ધ્યાને લેતાં સ્વર્ણિમ કાર્યક્રમોમાં સર્વના આદેશ પ્રમાણે આપ સર્વ જ્ઞાતિજનોએ પસાર કરેલ ઉપરોક્ત સુધારા સબંધે વર્તવાનો કેન્દ્રીય સમાજ આથી આદેશજારી કરે છે. શ્વેતપત્રના ખુલાસાથી દરેક સુપેરે માહિતગાર થાય અને હમેશ યાદરૂપ પ્રેરણાદાયી બને તેવા વિચારો સાથે સમર્થિત રહેશો અને શ્વેતપત્રને યોગ્ય જગ્યાએ જાળવી રાખી શકશો.

આ સાથેનું સભ્યફોર્મ માંગેલ વિગતો મુજબ નવા સભ્યોએ સમજીને અચુક ભરી મોકલવાનુ રહેશે જે કારોબારીમાં મંજૂર થયેથી સભ્યપદ ગણાશે. સમાજના વર્તમાન સભ્યોએ પણ સભ્યપદ ફોર્મ ભરવાનું રહેશે. ઉપરોક્ત જ્ઞાતિ સંબંધિત તમામ બાબતોને અનુસરીને આપની સ્થાનિક સમાજ, સંસ્થા, ઝોન, વિગેરેનાં બંધારણ ધારાધોરણમાં જરૂરી ફેરફાર કરી તેની નકલ સમાજને મોકલી આપવા અનુરોધ સાથે ખાસ નોંધ લેશો. સમાજના ઉજ્જવળ ભવિષ્ય અને આપના સહકાર સાથે.

પ્રમુખશ્રી
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

Page 1 of 1

મહામંત્રીશ્રી
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ